લઈ શકાય છે. પ્રથમ પ્રહર વ્યતીત થયા પછી લઈ શકાતો નથી.

૫ સામાન્ય પૌષધના એકાસનમાં પણ લીલોતરીનું શાક, પાકાં ફળ, તેનો રસ વિગેરે વર્જ્ય છે.

૬ ઉપધાન સંબંધી એકાશનમાં મુખ્ય વૃત્તિએ તો સરસ આહારનો નિષેધ છે, પરંતુ તપસ્યા વિશેષ હોવાથી શરીરશક્તિ નભાવવાને માટે તેવા પદાર્થો લેવામાં આવે છે, તોપણ તેમાં બને તેટલી ઓછાશ રાખવી ને આસક્તિ તજવી.

૭ ઉપધાન સંબંધી કે અન્ય પૌષધમાં ધાબળી માથે નાંખવાના કાળ વખતે અગાસે જવું પડે તો કામળી ઓઢીને જવું. માથે કટાસણું નાંખીને જવું નહીં અને ઓઢેલી કામળી ખીંતીએ મુકી રાખવી, બે ઘડી સુધી તેને પાથરવી નહીં કે ઉપયોગમાં લેવી નહીં.

૮ ક્રિયા કરવા માટે વસ્તિ શુદ્ધ હોવાની પ્રથમ આવશ્યકતા છે, તેથીજ ગુરૂ મહારાજ ક્રિયા કરાવે છે ત્યારે પ્રારંભમાં 'સુદ્ધા વસહી' એટલે 'વસ્તિ શુદ્ધ છે' એમ કહેવામાં આવે છે. તેવી રીતે કહ્યા અગાઉ સુજ્ઞ શ્રાવક શ્રાવિકાએ ક્રિયા કરવાના સ્થાનની ચોતરફ ૧૦૦ સો હાથ વસ્તિ જોઈ લેવી, તેમાં મનુષ્ય કે તિર્યંચનું શબ કે તેના શરીરનો હાડ રૂધિરાદિ ભાગ પડયો હોય તો તે ત્યાંથી દૂર કરાવવો, ત્યારપછી ત્યાં ક્રિયા થઈ શકે. તિર્યંચનું શબ કે તેનો વિભાગ ૬૦ હાથની અંદર રહેવો ન જોઇએ. મનુષ્યનો ૧૦૦ હાથની અંદર રહેવો ન જોઇએ.

૯ ઉપધાનની અંદર તૈલાભ્યંગ—તેલ, ચોળાવવું અને ઔષધ લેવું તેનો નિષેધ છે. પરંતુ [illegible] કારણે જરૂરી આ [illegible] લેવું.

૧૦ અંધને ઉપધાન વહનનો નિષેધ નથી, પરંતુ તેને બીજા સચક્ષુ મનુષ્યની સહાયની અપેક્ષા છે.

૧૧ ક્રિયા કરતાં સ્થાપનાચાર્ય ને ક્રિયાકારકની વચ્ચે મનુષ્યતિર્યંચાદિની આડ પડવી ન જોઇએ.

૧૨ સમુદાયે પડિલેહણ કરીને કાજો ઉધર્યો હોય ત્યાર પછી કોઇ એકાકી પડિલેહણ કરે તો તેણે પણ કાજો ઉદ્ધરવો જોઇએ. અને ન ઉદ્ધરે તો દિવસ પડે.

૧૩ ઉપધાનમાંથી નીકળે તે દિવસે એકાશન કરવું જોઇએ ને રાત્રિ પોસહ લેવો જોઇએ.

૧૪ ચતુર્માસમાં ઉપધાન વહન કરનારે પાટ પાટલા વાપરવા

૧૫ માળા વહેલામાં વહેલી આસો શુદ ૧૦ મે પહેરી શકાય.

૧૬ છક્કીયાને પહેલે દિવસે માળા પહેરી શકાય છે, પણ તે પ્રબળ કારણ હોય તો અને તેમ કરવું પડે તો તે દિવસે પ્રવેદન કરાવી પહેલી વાંચના આપીને પછી માળ પહેરાવે.

૧૭ જે દિવસે વાંચના લેવાની હોય તે દિવસે સવારે લેવી ભૂલી જાય તો સાંજે પવેયણું કર્યા અગાઉ લેવે તે વખતે પણ ભૂલી જાય તો બીજે દિવસે સવારે પવેયણું કર્યા અગાઉ લેવે–તો તે દિવસ બીજી વાંચનામાં ગણી શકાય.

૧૮ ઉપધાનમાંથી નીકળ્યા પછી જો માળ પહેરવામાં આવે તો માળ પહેરવાના દિવસે ઉપવાસ કરવો.

૧૯ માળ પહેરાવનારે પણ તે દિવસે ઓછામાં ઓછો એકાશનનો તપ કરવો.

૨૦ સાંજ સવારની પ્રવેદનની ક્રિયામાં, સાંજની પડિલેહણમાં સ્થંડિલ માત્રું કરવા, દેરાસર દર્શન કરવા અથવા સો કદમ ઉપરાંત કોઇ પણ કારણે જવું થાય તો ઇરિયાવહી પડિક્કમીને ગમણાગમણે આલોવવવાજ જોઇએ.

૨૧ ઉપધાનવાહક સ્ત્રીઓએ માર્ગે ચાલતાં ગીતગાન કરવુ યોગ્ય નથી એમ શ્રી હીરપ્રશ્નમાં કહ્યું છે.

૨૨ નંદી માંડવાની હકીકત શ્રી અનુયોગદ્વાર સૂત્રમાં કહેલી છે.

૨૩ ઉપધાનમાં ઉપવાસને દિવસે કલ્યાણુક તિથિ આવે અને ઉપધાનવાહક કલ્યાણુક તપ કરતો હોય તો તે ઉપવાસથીજ સરે.

૨૪ આયણુનો તપ સ્ત્રી જાતિ ઋતુ સમયમાં કરે તો લેખે ન લાગે. એમ શ્રી હીરપ્રશ્નમાં કહેલ છે.

૨૫ આલોયણુ જે જે બાબતની ઉપર ગણુવામાં આવી છે, તે બધા કાયયોગને લગતા પ્રકારો છે, પરંતુ ઉપધાનવાહકે મનમાં પણુ આહટ્ટ દોહટ્ટ ચિંતવવા નહીં અને વચનદ્વારા કોઈને કર્કશ વચન કહેવાં નહીં, ક્લેશ કરવો નહીં, ભુલે ચુકે ગાળ દેવી નહીં, વિકથા કરવી નહીં, પરનિંદા કરવી નહીં, ઇત્યાદિ વચન યોગ સંબંધી ક્રિયા જો વિપરીત કરવામાં આવે તો તેની વિશેષ આલોયણુ આવે છે એમ સમજવું અને તે ગુરૂ મહારાજ પાસે પ્રકાશિત કરવું.

૨૬ ઉપધાનમાંથી નીકળા પછી માળા પહેરનારને માળા પરિધાનની વિધિમાં પવેયણું કરવાનો નિયમ નથી.

૨૭ ઉપધાન વાંચના નવકાર મંત્રના વિનાજ આપવી (શ્રી હીર પ્રશ્ન)

૨૮ શ્રાવક શ્રાવિકાઓને ઉપધાન આદિ નંદીમાં ત્રણુ નવકાર રૂપજ નંદી સૂત્ર સંભળાવવું.

૨૯ પૌષધમાં લઘુનીતિ કરીને પછી ઈરિયાવહી કરી ગમણુાગમણે અવશ્ય આલોવવા (પ્રાચીન સમાચારી)

૩૦ પંચમી તપ ઉચ્ચરેલ હોય તેને છઠ્ઠીયા ઉપધાનમાં જો છઠ્ઠે દિવસે પંચમી આવે તો પંચમીનો ઉપવાસ તથા સાતમે દિવસે અવશ્ય ઉપવાસ કરવાનો હોવાથી છઠ્ઠ કરવો પડે માટે જેને છઠ્ઠ કરવાની શક્તિ ન હોય તેમણે છઠ્ઠે દિવસે પંચમી ન આવે તેવી રીતે છઠ્ઠીય ઉપધાનમાં પ્રવેશ કરવો.

૩૧ ઉપધાન તપ પૂર્ણ થયા પછીના પવેયણામાં પણુ દિવસ પડે તો દિવસની વૃદ્ધિ થાય

૩૨ પૌષધમાં પડીલેહણા કરી કાજો પરિઠવી ઈરિયાવહી, કરી ગમણાગમણે આલોવવા (પ્રાચીન સમાચારી)

૩૩ પૌષધમાં સંધ્યા પ્રતિલેખનમાં પોષધ શાળા પ્રમાર્જુ આદેશ માગી શ્રાવિકાએ એકાસણું આંબિલ આદિ ભોજન કરેલ દિવસે તથા ઉપવાસના દિવસે મુહપત્તિ ચરવળો કટાસણું સાડો (ઘાઘરો) કાંચળી અને સાડલો આ છ વાનાની પડિલેહણા કરવી. (શ્રીપ્રાચીન સમાચારી)

૩૪ માળા સંબંધી જે દ્રવ્ય ઉત્પન્ન થાય તે સર્વ દેવ દ્રવ્યજ જાણવું. શ્રી સેન પ્રશ્નમાં શ્રીહીરસૂરીશ્વર ભગવાનના પટ્ટપ્રભાવક શ્રી સેનસૂરીશ્વરજી મહારાજે ૨૫૮ ઉલ્લેખ કરેલ છે કે—" मालासंबन्धिस्वर्णरजतसूत्रादि सर्वं देवद्रव्यं वा ज्ञानद्रव्यं वा साधारणद्रव्यं वेति प्रश्नोऽत्रोत्तरम् तत्सर्वं देवद्रव्यमिति सम्प्र दायः ॥१२॥ द्वितीयोल्लासे ભાવાર્થ—પ્રશ્ન માળા સંબંધી સ્વર્ણ ચાંદી સુતર આદિ સર્વ દેવ દ્રવ્ય, જ્ઞાન દ્રવ્ય કે સાધારણ દ્રવ્ય? ઉત્તર તે સ્વર્ણ ચાંદી સુતર આદિ સર્વ દેવ દ્રવ્ય તથા શ્રી શ્રાધ્ધ વિધિમાં પણ કહેલ છે કે—" देवद्रव्यवृद्ध्यर्थं प्रतिवर्षं मालोद्घट्टनं कार्यम् ।" ભાવાર્થ—દેવ દ્રવ્યની વૃધ્ધિને માટે દરવર્ષે માલારોપણ કરવું. આ પાઠોથી માલારોપણ દ્રવ્ય દેવદ્રવ્ય સિદ્ધ છે. આ સિવાય બીજા પણ પાઠો શ્રીશ્રાદ્ધવિધિ, સુકૃત સાગર તથા શ્રીકુમારપાલ પ્રબંધ આદિ પૂર્વાચાર્યો કૃત ઘણા ગ્રંથોમાં છે. કળિકાળ સર્વજ્ઞ ભગવાન્ શ્રી હેમચંદ્ર સૂરિ મહારાજની વિદ્યમાનમાં પણ માલારોપણની ઉચ્છરામણીનું દ્રવ્ય દેવ દ્રવ્યમાં જવાના પાઠો છે.

આ ક્રિયામાં ઉપયુક્ત પૌષધવિધિ છે અને પૌષધને લગતી તમામ વિધિઓ સુત્રો તેના અર્થો તથા જરૂરની સમજુતી ઓ શાહ કુંવરજી આણંદજી ભાવનગરવાળાની છપા-

વેલી પૌષધવિધિ નામની બુકમાં છપેલ છે તેથી આ બુકની સાથે તે પણ રાખવી અને બંને બુક સાથે વાંચી જવી જેથી પ્રયાસકારકનો પ્રયાસ સફળ થાય. તથાસ્તુ.

---

## કેટલીક વધારે સમજુતી.

ચૈત્ર અને આસો માસમાં શુદિ ૭–૮–૯ એ ત્રણ ત્રણ દિવસ અને ઇદનો દિવસ એ ચાર દિવસો અસઝાયના હોવાથી ઉપધાનમાં ગણી શકાતા નથી, પરંતુ ચોથા ને છઠ્ઠા ઉપધાનમાં તેનો બાધ ગણાતો નથી. તેમ આ ત્રણ દિવસમાં કરેલ તપ કોઈ આલોયણમાં ગણાતો નથી.

'સવ્વલોએ' આ ચાર અક્ષરો કેટલીક વિધિમાં ચોથા ઉપધાનમાં ચૈત્યસ્તવનના આરંભમાં અને કેટલીક વિધિમાં પાંચમા ઉપધાનમાં નામસ્તવના અંતમાં વાંચના આપવા માટે લખવામાં આવ્યા છે. ઉપધાન વહેવરાવનારે પ્રવૃત્તિ અનુસાર તેની વાંચના આપવી.

સાંજની ક્રિયા પ્રવીણ શ્રાવિકા સ્થાપના સમિપે પણ કરી શકે એમ શ્રી હીરપ્રશ્નમાં કહેલ છે.

વરસાદનું માવઠું અકાળ વૃષ્ટિ કહેવાય છે, પણ તેથી ઉપધાનમાં દિવસ વધતો નથી.

કાર્તિકાદિ ત્રણ ચાતુર્માસમાં અઢી દિવસની અસઝાય ગણાય છે તે ઉપધાનમાં ગણવાની નથી.

ચાર કે છએ ઉપધાન વહ્યા પછી ૧૨ વર્ષ વ્યતીત થઈ ગયા હોય ને માળ પહેરી ન હોય તો ત્યાર પછી ઉપધાન બધા ફરીને વહેવા પડે, પણ જો તેવી શક્તિ ન હોય તો ૧૨॥ ઉપવાસ કરાવી માળ પહેરાવવી. માળનું મુહૂર્ત નજીકમાં હોય તો ૬ ઉપવાસ કરાવી માળ પહેરાવવી, બાકીના ૬॥ ઉપવાસ પછી કરાવવા જોઈએ છે.

જરૂરી કારણે પાળી પલટાવવામાં આવે છે એટલે બે એકાસણા એક સાથે કરાવવામાં આવે છે.

આ શિવાય બીજી કેટલીક અપવાદીક હકીકત છે તે અબાહ માર્ગ તરીકે ગણાઈ જવાના ભયથી આ બુકમાં લખેલ નથી. ઉપધાન વહેવરાવનારે તેનો યથાયોગ્ય ઉપયોગ વિધિની પ્રતો વિગેરે જોઈને કરવો.

---

# ॥ અથ ઉપધાનનું સ્તવન ॥

## ઢાળ ૧ લી દેશી ત્રુટકની.

શ્રી વીરજિનેશ્વર સુપરે દીએ ઉપદેશ ॥ સુણે બાર પરખદા નહીં પરમાદ પ્રવેશ ॥ સુણજોરે શ્રાવક જો વહીએ ઉપધાન ॥ નવકાર ગણ્યા તો સુઝે સુગુણનિધાન ॥૧॥ ત્રુટક ॥ પડિકમણું કિરિયા તો સુઝે જો વહીએ ઉપધાન ॥
૯ ઈમ જાણી ઉપધાન વહો તુમે શ્રાવક થઈ સાવધાન ॥૨॥ નોકારતણો તપ પહેલું અઢારીઉં હોય ॥ ઈરિયાવહીનો તપ બીજું અઢારીઉં જોય ॥ એ બેહુ ઉપધાન દિન અઢાર અઢાર ॥ ઉપવાસ એકાસણુ તપ હોય સાઢાબાર ॥૩॥ ॥ ત્રુટક ॥ સાઢાબાર ઉપવાસ તે કીજે ગુરૂમુખ પોસો લીજે ॥ ચોથ એકંતર એક એકાસણું પાપપડલ સવી છીજે ॥૪॥ એ બેહુ ઉપધાનમાં માંડી નાંદ મંડાણ ॥ પૂજા પરભાવના ઉચ્છવ કરો સુજાણ ॥ કિરિયા સવિ સાધુની રહેણી રહીએ ॥ દેહરે દેવ વાંદો સુમતિ ગુપતિ નિરવહીએ ॥૫॥ સુમતિ ગુપતિ સુપરે આરાધો ચૈત્યવંદન ન વિસારો ॥ હોય સહસ નોકાર ગણીને પોરસી ભણી સંથારો ॥૬॥ પાંચે ઉપવાસે પહેલી વાયણ હોય ॥ તપ પૂરે બીજી ગુરૂમુખ લીજે સોય ॥ એકું જો છંડે તો વસ દિહાડો વાધે ॥ તિમ સુહ-મતિ મુકે જો સોધંતાં નવિ લાધે ॥૭॥ તિમ આહાર સઝાય પ્રમુખે ક્રિયા એક ઓછી આવે ॥ જીવઘાત લિંકમા હાસ્ય-

દિક તો આલોયણુ આવે ॥૯॥ અરિહંતચેઇયાણું ચોકીયું તસ ઉપધાન ॥ ઉપવાસ ને આંબલ ચાર દિવસનું માન ॥ ઉપવાસ અઢી જબ તપ સંપૂરણ થાય ॥ વાયણા તબ લીજે પામી સુગુરૂપસાય ॥૯॥ સુગુરૂપાસે છકીયું વહીએ સાત દિવસ પરિમાણુ ॥ બે ઉપવાસે પુખ્ખરવરદી અઢીએ સિદ્ધાણું બુધ્ધાણું ॥૧૦॥

## ઢાળ ૨ જી–દેશી ઉધારની.

ભાઇ હવે માલ પહેરાવો, સાહમી સાહમિણીને નોતરાવો ॥ ભલા ભોજન ભક્તિ કરાવો ॥ રૂપાની રકેબી ઘડાવો ॥૧॥ માંહે મેવા મિઠાઇ ભરીએ ॥ હીરાગલ ક્રમખા ધરીએ ॥ ચતુરાઇની ચાલ ન ચૂકો ॥ માંહે રૂપાનાણું મુકો ॥૨॥ ચાર પોહોર દેવડાવે ભાસ ॥ ગાય ગંધરવ જિનગુણ રાસ ॥ સાહામિણીને દ્યો તંબોલ ॥ ઇમ રાતીજગે રંગરોલ ॥૩॥ ઇણીપરે એ માલ જગાવો ॥ નેજાં નિશાણ મંગાવો ॥ પંચશબ્દ ઢોલ સરણાઈ ॥ સાંબેલા સબલ સજાઈ ॥૪॥ કુંઅરી શિર ખુંપ ભરીજે॥ ઈંદ્રાણી સિણગારીજે ॥ જિનશાસન સોહ ચઢાવો ॥ જગે બોધબીજ ઇમ વાવો ॥૫॥ ગયવર શિર ઠવીએ માલ ॥ માર્ગે દીયો દાન રસાલ ॥ ઇણીપરે સંઘ સાજન સાથે ॥ માલ આણી દીઓ ગુરૂ હાથે ॥૬॥ગુરૂરાય ઠવે તિહાં વાસ ॥ શ્રાવક મન અતિહી ઉલ્લાસ ॥ જેહને માલા કંઠે ઠવીજે ॥ મણિમય ભૂષણ તસ દીજે ॥૭॥ અંગપૂજા પ્રભાવના કીજે ॥ વ્રતધારી પહેરામણી દીજે ॥ પાઠાં પુસ્તક રૂમાલ ॥ ગુરૂભક્તિ કરો સુવિસાલ ॥૮॥ હવે શક્રસ્તવ ઉપધાન ॥ પાંત્રીસ દિવસ તસ માન ॥ ઉપવાસ સાઢાઓગણીશ ॥ વાયણા ત્રણ અતિહી જગીશ ॥૯॥ હવે અઠાવીસઉ જેહ ॥ ઉપધાન લોગસ્સનું તેહ ॥ સાઢાપન્નર ઉપવાસ ॥ વાયણા ત્રણ લીલવિલાસ ॥૧૦॥ ઇણીપરે એ છ ઉપધાન ॥ શ્રાવક શ્રાવિકા થાઓ સાવધાન ॥ વહી સફલ કરો અવતાર ॥ સંસારતણો લહો પાર ॥૧૧॥

કલશ.

શ્રી વીરજિનેશ્વર ઉપધાનવિધિ ઇમ ભવિક હિતહેતે કહે ॥ મહાનિશીથસિધ્ધાંતમાંહે સુલભબોધી સદ્દહે ॥ આરાધીએ ઉપધાન વહેતાં ચારે ભેદે ધર્મ એ ॥ દાન શીલ તપ ભાવ સુભગ તે પામીએ શિવધર્મ એ ॥૧॥ અઘટઘાટ શરીર હોય તે ઘાટમાંહે આવે ઘણો ॥ ખમાસમણ મુહપત્તિ કિરિયા જાણે વિધિ શ્રાવકતણો ॥ ઉપધાનના ગુણ કહું કેતા કહેતાં નાવે પાર એ ॥ હોય સફલ શ્રાવકતણી કિરીઆ ઉપધાને નિરધાર એ ॥૨॥ તપગચ્છનાયક સુમતિ દાયક શ્રી વિજયપ્રભસૂરીશ એ ॥ પુન્યપ્રતાપે અધિક દિન દિન જગત જસ જગીશ એ ॥ શ્રી કીર્તિવિજયઉવઝાયસેવક વિનય ઇણિપરે વિનવે ॥ દેવાધિદેવા ધર્મહેવા દેજો મુઝને ભવોભવે ॥૩॥ ઇતિ॥

---

(શ્યામજીયા સીદને ચાલો રે પાયે પડું છું. એ દેશી)

તપ ઉપધાન અતિ સુખકારી રે, ભાવથી કરજો;
શ્રી વીર વિભુનાં વચનાંરે ઉરમાં ધરજો ॥અચંલી॥
વ્હાલાજી તપ એ સારૂં, થાય કર્મ જીવથી ન્યારૂં;
એ શિવપુરનું છે બારૂં રે ॥ભાવથી. ભા૧॥
શ્રી મહાનિશીથ ઇમ ભાખે, એ તપ જે હૃદયે રાખે;
તે શિવ સુખનો રસ ચાખે રે ॥ભાવથી ॥૨॥
નવકાર તપ પહેલો જાણો, અષ્ટાદશ દિન પ્રમાણો;
ઇરિયાવહી એમ વખાણો રે ॥ભાવથી. ॥૩॥
તપ સાડા બાર ઉપવાસો, ભિન્ન ભિન્ન નિત્ય પોસહ ખાસો;
હોય ગુરૂચરણમાં વાસો રે ॥ ભાવથી. ॥૪॥
ધન્ય ભાગ્ય જેહનાં જાગે, એ કિરિયામાં ચિત્ત લાગે;
તસ દુઃખડાં સવિ દૂર ભાગે રે ॥ભાવથી. ॥૫॥
સુમતિ ગુપ્તિમાં રહેવું, નહીં કડવું કેણ કાંઈ કહેવું;
તો ટળશે જગનું વ્હેવું રે ॥ભાવથી. ॥૬॥

ચોકીશું અરિહંત ચેઇયાણુ, માન ચાર દિવસનું જાણુ;
છે અઢી ઉપવાસ પ્રમાણુ રે ॥ભાવથી. ॥૭॥
છઠીયું સાત દિનનું જાણુ, પુખ્ખરવરદી સિધ્ધાણુ;
ભુધ્ધાણુ પાઠ સુખ ખાણુ રે ॥ભાવથી. ॥૮॥
પુખ્ખરવર એ ઉપવાસ, સિધ્ધાણુંના અઢીખાસ;
કરો કર્મ થાય જેમ નાશ રે ॥ભાવથી. ॥૯॥
એ તપ કરી પહેરો માળ, કરી મહોચ્છવ ઝાકઝમાળ;
ટળે એહથી જગ જંજાળ રે ॥ભાવથી. ॥૧૦॥
હોય શક્રસ્તવ ઉપધાન, પાંત્રીશ દિવસનું માન;
સાડી ઓગણીશ વ્રત પ્રધાન રે ॥ભાવથી. ॥૧૧॥
ઉપધાન લોગસ્સ નામ, દિન અઠ્ઠાવીશ છે જામ;
સાડા પંદર વ્રત તામ રે ॥ભાવથી. ॥૧૨॥
જે તપથી શ્રુત આરાધે, તે કેવળ કમલા સાધે;
શુભ આતમલબ્ધિ લાધે રે ॥ભાવથી. ॥૧૩॥

---

## દેવ વાંદવાની વિધિ.

પ્રથમ ખમાસમણુ દઈ, ઈરિહાવહી પડિક્કમિ, લોગસ્સ કહી, ઉત્તરાસણ નાંખીને ખમાસમણ દઈ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ચૈત્યવંદન કરૂં ? ઇચ્છં કહી ચૈત્યવંદન કરી જંકિંચી નમુથ્થુણું અને અર્ધા જયવિયરાય (આભવમખંડા સુધી) કહી ખમાસમણુ દઈ, ચૈત્યવંદન કરી જંકિંચી નમુથ્થુણું કહી, યાવત્ ચાર થુઈઓ કહેવી પછી નમુથ્થુણું કહી બીજી વાર ચાર થુઇઓ કહેવી. પછી નમુથ્થુણું કહી બે જાવંતી કહી, સ્તવન (ઉવસગ્ગહર) અથવા બીજું કહેવું. અને જયવિયરાય અર્ધા કહેવા પછી ખમાસમણુ દઈ ચૈત્યવંદન કરી જંકિંચી, નમુથ્થુણું કહીને જયવિયરાય સંપૂર્ણ કહેવા. ત્યારપછી વિધિ કરતાં અવિધિ થઇ હોય તેનો મિચ્છામિ દુક્કડં દઈને સવારના દેવ વંદનમાં છેવટે સઝાય કહેવી. (બપોરે તથા સાંજે

ન કહેવી) તે સંઝાયને માટે એક ખમાસમણ દઈ, ઇચ્છા કારેણ સંદિસહ ભગવન્ સઝાય કરૂં ? ઇચ્છં કહી એક નવકાર ગણીને ઉભડક પગે બેસી એક જણ મન્હ જીણાણંની સંઝાય કહે. (ત્યારપછી નવકાર ન ગણવો)

## મન્હ જીણાણંની સઝાય.

મન્હ જિણાણં આણં, મિચ્છં પરિહરહ ધરહ સમ્મત્તં
છવ્વિહઆવસ્સયંમિ, ઉજ્જુત્તો હોઇ પઇ દિવસં ॥૧॥
પવ્વેસુ પોસહવયં દાણં સીલં તવો અ ભાવો અ ॥
સજ્ઝાયનમુક્કારો, પરોવયારો અ જયણા ય ॥૨॥
જિણપૂઆ જિણથુણણં, ગુરૂથુઅ સાહમ્મિઆણવચ્છલ્લં ॥
વવહારસ્સ ય સુદ્ધિ, રહજત્તા તિત્થજત્તા ય ॥૩॥
ઉવસમવિવેકસંવર—ભાસાસમિઇછજીવકરૂણા ય ॥
ધમ્મિઅજણસંસગ્ગો, કરણદમો ચરણપરિણામો ॥૪॥
સંઘોવરી બહુમાણો, પુત્થયલિહણં પભાવણા તિત્થે ॥
સડ્ઢાણ કિચ્ચમેઅં, નિચ્ચં સુગુરૂવએસેણં ॥૫॥

## છ ઘડી દિવસ ચઢયા પછી પોરિસી ભણાવવી તેની વિધિ.

પ્રથમ ખમાસમણ દઇ, ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ બહુ પડિપુન્ના પોરિસી કહી, ખમાસમણ દઇ ઇરિયાવહી પડિક્કમવા પછી ખમાસમણ દઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ પડિલેહણ કરૂં ? ઇચ્છં કહીને મુહપત્તિ પડિલેહવી.

ગુરૂ હોય તો તેમની સમક્ષ રાઈ મુહપત્તિ પડિલેહવી તેની વિધિ આ પ્રમાણે.

## રાઇમુહપત્તિની વિધિ.

પ્રથમ ખમાસમણ દઇ, ઇરિયાવહી પડિક્કમી, ખમાસમણ દઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ રાઇમુહપત્તિ પડિલેહું ? ઇચ્છં કહી મુહપત્તિ પડિલેહવી પછી બે વાંદણા દેવા,

પછી. ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્ રાઈઅં આલોઉં? ઈચ્છં કહી તેનો પાઠ કહેવો. પછી સવ્વસ્સવિ રાઈઅં, કહીને પન્યાસ હોય તો બે વાંદણા દેવા. પન્યાસ ન હોય તો એક ખમાસમણુજ દેવું. પછી ઈચ્છકાર સુહરાઈ કહીને અબ્ભુટ્ઠિઓહં ખમાવવું. પછી બે વાંદણાં દેવા પછી ઇચ્છ કારી ભગવન્ પસાય કરી પચ્ચક્ખાણનો આદેશ દેશોજી. એમ કહીને પચ્ચખાણ લેવું.

---

## પચ્ચખ્ખાણ પારવાનો વિધિ.

પ્રથમ ખમા૦ દઈ ઇરિયાવહી પડિક્કમવા યાવત્ લોગસ્સ કહી ખમા૦ દઇ ઇચ્છાકારેણ સંદિહ ભગવન્ ચૈત્યવંદન કરૂં? ઈચ્છં કહી જગચિંતામણીનું ચૈત્યવંદન જય વિયરાય સંપૂર્ણ સુધી કરવું. (સ્તવન ઉવસ્સગ્ગહરનું કહેવું) પછી ખમા૦ દઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સઝાય કરૂં? એમ કહી એક નવકાર ગણીને મન્હ જિણાણંની સઝાય કહેવી. પછી ખમા૦ દઈ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ મુહપત્તિ પડિલેહું? ઇચ્છં કહી મુહપત્તિ પડિલેહવી. પછી ખમા૦ દઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ પચ્ચક્ખાણ પારૂં? યથાશક્તિ કહી ખમા૦ દઇ ઇચ્છા૦ પચ્ચક્ખાણ પાર્યું તહત્તિ કહી જમણો હાથ મુઠી વાળીને ચરવળા ઉપર સ્થાપી એક નવકાર ગણીને જે પચ્ચક્ખાણ કર્યું હોય તે નામ લઇને નીચે પ્રમાણે પારવું—

ઉગ્ગએ સૂરે નમુક્કાર સહિઅં પોરિસિ સાઢપોરિસિ સૂરે ઉગ્ગએ પુરિમુડ્ઢ મુટ્ઠિસહિઅં પચ્ચક્ખાણ કર્યું ચઉવીહાર; આંબીલ, નીવી એકાસણું કર્યું તિવિહાર, પચ્ચક્ખાણ ફાસિઅં, પાલિઅં, સોહિઅં, તીરિઅં, કિટ્ટીઅં. આરાહિઅં જંચ ન આરાહિઅં તસ્સ મિચ્છામિ દુક્કડં પછી એક નવકાર ગણવો.

( તિવિહાર ઉપવાસવાળાને આ પ્રમાણે )

સૂરે ઉગ્ગએ ઉપવાસ કર્યો તિવિહાર; પોરિસિ સાઢ-પોરિસિ, પુરિમુડ્ઢ મુટ્ઠિસહિઅં, પચ્ચક્ખાણ કર્યું પાણહાર, પચ્ચક્ખાણ ફાસિઅં, પાલિઅં. સોહિઅં, તિરિઅં, કિટ્ટીઅં, આરાહિઅં, જંચ ન આરાહિઅં, તસ્સ મિચ્છામિ દુક્કડં.

---

## પોસહ લેવાનો વિધિ.

પ્રથમ ખમાસમણ દઇ ઇરિયાવહી પડિક્કમી યાવત્ પ્રગટ લોગસ્સ કહી ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ પોસહ મુહપત્તિ પડિલેહું? ઇચ્છં કહીને મુહપત્તિ પડિલેહવી. પછી ખમા૦ દઇ ઇચ્છાકારેણ૦ પોસહ સંદિસાહુ ઇચ્છં કહી ખમા દઇ ઇચ્છા૦ પોસહ ઠાઉં? ઇચ્છં કહી બે હાથ જોડી એક નવકાર ગણી ઇચ્છકારી ભગવન્ પસાય કરી પોસહદંડક ઉચ્ચરાવોજી. એટલે ગુરૂ મહારાજ કરે-મિભંતે પોસહનો પાઠ ઉચ્ચરાવે. પછી ખમા૦ દઇ ઇચ્છા૦ સામાયિક મુહપત્તિ પડિલેહું? ઇચ્છં કહી મુહપત્તિ પડિ-લેહવી. પછી ખમા૦ દઇ ઇચ્છા૦ સામાયિક સંદિસાહું? ઇચ્છં ખમા૦ દઇ ઇચ્છા૦ સામાયિક ઠાઉં? ઇચ્છં કહી બે હાથ જોડી એક નવકાર ગણી ઇચ્છકારી ભગવન્ પસાય કરી સામાયિક દંડક ઉચ્ચરાવોજી. એટલે ગુરૂ કરેમિભંતે સામાઇઅનો પાઠ કહે. પછી ખમા૦ દઇ ઇચ્છા૦ બેસણે સંદિસાહું? ઇચ્છં ખમા૦ દઇ ઇચ્છા૦ બેસણે ઠાઉં? ઇચ્છં ખમા૦ દઇ ઇચ્છા૦ સઝાય સંદિસાહું? ઇચ્છ ખમા૦ દઇ ઇચ્છા૦ સઝાય કરૂં? ઇચ્છં કહી ત્રણ નવકાર ગણવા. પછી ખમા૦ દઇ ઇચ્છા૦ બહુવેલ સંદિસાહુ ઇચ્છં. કહી ખમા૦ દઇ ઇચ્છા૦ બહુવેલ કરશું? ઇચ્છં. કહી ખમા૦ દઇ ઇચ્છા૦ પડિલેહણ કરૂં? ઇચ્છં કહીને મુહ-પત્તિ વિગેરે પાંચ ઉપગરણો પડિલેહવા.

(મુહપત્તિ ૫૦ બોલથી ચરવળો ૧૦ બોલથી કટાસણું ૧૫ બોલથી પડિલેહવું.) પછી ખમા૦ દઇ ઇરિયાવહી કરી પ્રગટ લોગસ્સ કહેવો. પછી ખમા૦ દઇ ઇચ્છકારી ભગવન્ પસાય કરી પડિલેહણા પડિલેહાવોજી. એમ કહી વડીલનું અણુ પડિલિધેલ ઉત્તરાસન પડિલેહવું. ખમા૦ દઇ ઇચ્છા૦ ઉપધિ મુહપત્તિ પડિલેહું ? ઇચ્છં કહી મુહપત્તિ પડિલેહવી.પછી ખમા૦ દઇ ઇચ્છા૦ ઉપધિપડિલેહું ? ઇચ્છં* કહી બાકીના બધા વસ્ત્ર પડિલેહવા. પછી એક જણે ડંડાસન જાચી લેવું, તેને પડિલેહી, ઇરિયાવહી પડિક્કમીને કાજો લેવો. કાજો શુદ્ધ કરીને એટલે* તપાસીને ત્યાંજ સ્થાપનાચાર્યની સન્મુખ ઉભા રહીને ઇરિયાવહી પડિક્કમવા પછી કાજો યથા યોગ્ય સ્થાનકે अणुजाणह जस्सुग्गहो કહીને પરઠવવો. પરઠવ્યા પછી ત્રણ વાર वोसिरे વોસિરે કહેવું. પછી મૂળ સ્થાનકે આવીને ઇરિયાવહી કરી ગમણાગમણે આલોવી સર્વ સાથે દેવ વાંદી સઝાય કરવી.

બીજીવાર પડિલેહણ ત્રીજા પહોર પછી મુનિ માહરાજે સ્થાપનાચાર્યની પડિલેહણ કરી હોય તેની સમક્ષ કરવી તેની વિધિ આ પ્રમાણે—

પ્રથમ ખમા૦ દઇ ઇચ્છા૦ બહુપડિપુન્ના પોરિસી ? કહી ખમા૦ દઇ ઇચ્છા૦ ઇરિયાવહીયં પડિક્કમામિ કહી ઇરિયાવહી પડિક્કમવા પછી ખમા૦ દઇ ગમણાગમણે આલોઉં ઇચ્છં કહી ગમણાગમણે આલોવવા. પછી ખમા૦ દઇ ઇચ્છા૦ પડિલેહણ કરું ? ઇચ્છં કહી ખમા૦ દઇ ઇચ્છા૦ પોસહશાળા પ્રમાર્જું ? ઇચ્છં કહીને ઉપવાસવાળાએ મુહપત્તિ, કટાસણું, ને ચરવળો પડિલેહવા અને એકાસણાદિક કરનારે કંદોરો અને

*પ્રથમના પડિલેહણ કરી હોય તેણે અહીં વિધ કરતાં અવિધિ થઇ હોય તેનો મિચ્છામિ દુક્કડં દેવો.

* કાજામાં સચિત્ત એકેંદ્રિય ( અનાજ તથા લીલી વનસ્પતિ ) નીકળે તો ગુરુ પાસે આલોયણ લેવી, ત્રસજીવ નીકળે તો યતના કરવી.

ધોતીયા સાથે પાંચ વાનાં પડિલેહવા. શ્રાવિકાઓને ઉપવાસના દિવસે તથા એકાસણાના દિવસે પણ મુહપત્તિ ચરવળો કટાસણું સાડો કંચુકી અને સાડલો છ વાનાં પડિલેહવાં. કંદોરો છોડીનેજ પડિલેહવો અને કંદોરો છોડનારે ઇરિયાવહી પડિક્કમવા પછી ખમા૦ દઇ ઇચ્છકારી ભગવન્ પસાય કરી પડિલેહણા પડિલેહાવોજી એમ કહી વડીલનું એક વસ્ત્ર પડિલેહવું પછી ખમા૦ દઇ ઇચ્છા૦ ઉપધિ મુહપત્તિ પડિલેહું? ઇચ્છં કહી ઉપધિ મુહપત્તિ પડિલેહવાં. પછી ખમા૦ દઇ ઇચ્છા૦ સઝાય કરૂં? ઇચ્છં કહી નવકારગણી મન્હ જીણાણંની સઝાય ઉભડક પગે બેસીને કરવી. પછી ખાધું હોય તો તે વાંદણાં દઇને પાણહારનું પચ્ચખ્ખાણ કરે. અને તિવિહાર ઉપવાસવાળા માત્ર ખમાસમણ દઇ ઇચ્છકારી ભગવન્ પસાય કરી પચ્ચખ્ખાણનો આદેશ દેશોજી કહી પાણહારનું પચ્ચખ્ખાણ કરે. ચોવિહાર ઉપવાસ વાળાએ તો પચ્ચખ્ખાણ કરવાનું નથી. પણ પ્રભાતે તિવિહાર ઉપવાસનું પચ્ચખ્ખાણ લીધું હોય ને પાણી ન પીધું હોય તો આ વખતે ચઉવિહાર ઉપવાસનું પચ્ચખ્ખાણ કરે. પછી ખમા૦ દઇ ઇચ્છા૦ ઉપધિ સંદિસાહું? ઇચ્છં ખમા૦ દઇ ઇચ્છા૦ ઉપધિ પડિલેહું? ઇચ્છં કહી બાકી રહેલા બધા વસ્ત્રોની પડિલેહણા કરે રાત્રિ પોસહ કરનાર પ્રથમ કામળી પડિલેહે પછી એક જણે દંડાસન યાચી ઇરિયાવહી પડિક્કમિ કાજો લેવો. પછી શુધ્ધ કરી વિધિયુક્ત પરઠવે પછી ઇરિયાવહી કરી ગમણાગમણે આલોવે પછી સર્વ દેવ વાંદે.

હવે જેણે રાત્રિપોસહ લીધો હોય તે સાંજના દેવ વાંધા પછી કુંડળ (રૂના પુંભડા) લઇને તથા દંડાસણ [illegible] ચુનો નાંખેલું અચિત્ત પાણી જાચી [illegible] પછી ખમા૦ દઇ ઇરિયાવહી [illegible] ? ઇચ્છં કહી ચોવીસ [illegible]

આ માંડલાં રાત્રીએ વડીનીતિ લઘુનીતિ વિગેરે પરઠવવા યોગ્ય જગ્યા જોઈ આવીને પ્રતિલેખણ નિમિત્તે કરવાના છે તેમાં પ્રથમ સંથારા પાસેની જગ્યાએ ૭ માંડલાં કરવાં—

१ आघाडे आसन्ने उच्चारे पासवणे अणहियासे
२ आघाडे आसन्ने पासवणे अणहियासे
३ आघाडे मज्झे उच्चारे पासवणे अणहियासे
४ आघाडे मज्झे पासवणे अणहियासे
५ आघाडे दूरे उच्चारे पासवणे अणहियासे
६ आघाडे दूरे पासवणे अणहियासे.

બીજા ૭ ઉપાશ્રયના બારણાની માંહેની તરફના માંડલાં નીચે પ્રમાણે કહેવા.

१ आघाडे आसन्ने उच्चारे पासवणे अहियासे
२ आघाडे आसन्ने पासवणे अहियासे
३ आघाडे मज्झे उच्चारे पासवणे अहियासे
४ आघाडे मज्झे पासवणे अहियासे
५ आघाडे दूरे उच्चारे पासवणे अहियासे
६ आघाडे दूरे पासवणे अहियासे.

ત્રીજા ૭ માંડલાં ઉપાશ્રયના બહાર નજીક રહીને કરવા તે નીચે પ્રમાણે.

१ अणाघाडे आसन्ने उच्चारे पासवणे अणहियासे
२ अणाघाडे आसन्ने पासवणे अणहियासे
३ अणाघाडे मज्झे उच्चारे पासवणे अणहियासे
४ अणाघाडे मज्झे पासवणे अणहियासे
५ अणाघाडे दूरे उच्चारे पासवणे अणहियासे
६ अणाघाडे दूरे पासवणे अणहियासे

ચોથા ૭ માંડલાં ઉપાશ્રયથી સો હાથને આસરે દૂર રહી કરવાં તે નીચે પ્રમાણેઃ—

१ अणाघाडे आसन्ने उच्चारे पासवणे अहियासे
२ अणाघाडे आसन्ने पासवणे अहियासे

३ अणाघाडे मज्झे उच्चारे पासवणे अहियासे
४ अणाघाडे मज्झे पासवणे अहियासे
५ अणाघाडे दूरे उच्चारे पासवणे अहियासे
६ अणाघाडे दूरे पासवणे अहियासे

---

## સંથારા પોરિસીની વિધિ.

હવે રાત્રિ પોસહવાળા પહોર રાત્રી સુધી સ્વાધ્યાય ધ્યાન કરે, પછી ખમા० દઈ ઇચ્છા० બહુ પડિપુન્ના પોરિસી કહી ખમા० દઇ ઇરિયાવહી પડિક્કમે પછી ખમા० દઇ ઇચ્છા० બહુ પડિપુન્ના પોરિસી રાઇયિ સંથારે ઠાઉં ? (ઠાઇસુ) એમ કહીને ચઉક્કસાયનું ચૈત્યવંદન જય વીયરાય સુધી કરે. પછી ખમા० દઈ ઇચ્છા० સંથારા વિધિ ભણુવા મુહપત્તિ પડિલેહું ? ઇચ્છં કહીને મુહપત્તિ પડિલેહીને निसिही निसिही निसिही नमो खमासमणाणं गोयमाइणं महा मुणिणं આટલો પાઠ, નવકાર તથા કરેમિભંતે એ બધું ત્રણુવાર કહે. પછી સંથારા પોરિસીનો પાઠ નીચે પ્રમાણે બોલે.

अणुजाणह जिट्ठिज्जा
अणुजाणह, परमगुरु, गुरुगुणरयणेहिं मंडियशरीरा ॥
बहुपडिपुन्ना पोरिसि, राइअसंथारए ठामि ॥१॥
अणुजाणह संथारं, बाहुवहाणेण वामपासेणं ॥
कुक्कुडिपायपसारेण, अंतरंत पमज्जए भूमिं ॥२॥
संकोइअसंडासा, उवट्टंते य कायपडिलेहा ॥
दव्वाइ उवओगं, उसासनिरुंभणालोए ॥३॥
जइ मे हुज्ज पमाओ, इमस्स देहस्सिमाइ रयणीए ॥
आहारमुवहिदेहं, सव्वं तिविहेण वोसिरिअं ॥४॥
चत्तारि मंगलं, अरिहंता मंगलं, सिद्धा मंगलं ॥
साहू मंगलं, केवलिपण्णत्तो धम्मो मंगलं ॥५॥
चत्तारि लोगुत्तमा, अरिहंता लोगुत्तमा, सिद्धा लोगुत्तमा ॥
साहू लोगुत्तमा, केवलिपण्णत्तो धम्मो लोगुत्तमो ॥६॥

चत्तारि सरणं पवज्जामि, अरिहंते सरणं पवज्जामि ॥
सिद्धे सरणं पवज्जामि, साहू सरणं पवज्जामि
केवलिपन्नत्तं धम्मं सरणं पवज्जामि ॥७॥
पाणाइवयमलियं, चोरिक्कं मेहुणं दविणमुच्छं ॥
कोहं माणं मायं, लोभं पिज्जं तहा दोसं ॥८॥
कलहं अब्भक्खाणं, पेसुन्नं रइअरइसमाउत्तं ॥
परपरिवायं मायामोसं, मिच्छत्तसल्लं च ॥९॥
वोसिरिसु इमाइं मुक्खमग्ग-संसग्गविग्घभूआइं ॥
दुग्गइनिबंधणाइं, अट्ठारसपावठाणाइं ॥१०॥
एगोहं नत्थि मे कोइ, नाहमन्नस्स कस्सइ ॥
एवं अदीणमणसो, अप्पाणमणुसासइ ॥११॥
एगो मे सासओ अप्पा, नाणदंसणसंजुओ ॥
सेसा मे बाहिरा भावा, सव्वे संजोगलक्खणा ॥१२॥
संजोगमूला जीवेण, पत्ता दुक्खपरंपरा ॥
तम्हा संजोगसंबंधं, सव्वं तिविहेण वोसिरियं ॥१३॥
अरिहंतो मह देवो, जावज्जीवं सुसाहुणो गुरुणो ॥
जिणपन्नत्तं तत्तं, इय सम्मत्तं मए गहियं ॥१४॥

આ ચૌદમી ગાથા ત્રણવાર કહેવી પછી સાત નવકાર ગણુવા. પછી નીચેની ત્રણ ગાથા કહેવી.

खमिअ खमाविअ मइ खमिअ, सव्वहजीवनीकाय ॥
सिद्धसाख आलोयणह, मुज्झह वइर न भाव ॥१६॥
सव्वे जीवा कम्मवस, चउदहराज भमंत ॥
ते मे सव्व खमाविया, मुज्झवि तेह खमंत ॥१७॥
जं जं मणेण बद्धं, जं जं वायेण भासियं पावं ॥
जं जं काएण कयं, मिच्छा मि दुक्कडं तस्स ॥१७॥

આ પ્રમાણે સંથારા પોરિસી કહી રહ્યા પછી સઝાય ધ્યાન કરે અને જ્યારે નિદ્રાપીડીત થાય ત્યારે માત્રા વિગેરેની બાધા ટાળીને જિનસે પડિલેહેલી જગ્યાએ સંથારો કરે તે આ પ્રમાણે:—

પ્રથમ જમીન પડિલેહીને સંથારો પાથરે, તેના ઉપર ઉત્તર પટ્ટો પાથરે, મુહપત્તિ કેડે ભરાવે, કટાસણું ચરવળો પડખે મુકે અને માતરીયું પહેરીને ડાબે પડખે હાથનું ઓશીકું કરીને સુવે.

## સ્થંડિલ જવાની વિધિ.

પોસહમાં કદિ સ્થંડિલ જવું પડે તો માતરીયું પહેરી કાળનો વખત હોય તો માથે કામળી ઓઢી મુહપત્તિ કેડે રાખી, ચરવળો કાખમાં રાખી, અચિત પાણી યાચી રાખેલ હોય તે લઇને નિર્જીવ જગ્યા જોઈ 'અણુજાણહ જસ્સુગ્ગહો' કહીને બાધા ટાળે. ઉઠતી વખતે ત્રણવાર 'વોસિરે વોસિરે' કહે. પછી પૌષધ શાળાએ આવી હાથ પગ ધોઇને વસ્ત્ર બદલી સ્થાપનાચાર્ય સમક્ષ ઇરિયાવહી પડિક્કમે પછી ખમા૦ દઇ ઇચ્છા૦ ગમણાગમણે આલોઉં ? ઇચ્છં કહીને ગમણાગમણે આળોવે. જતાં આવસ્સહી અને પેસતાં નિસ્સહી કહે.

## પૌષધ પારવાની વિધિ.

ખમા૦ દઇ ઇરિયાવહી પડિક્કમી, * ચઉક્કસાયથી જયવિયરાય પર્યંત કહીને, ખમા૦ દઇ ઇચ્છા૦ મુહપત્તિ પડિલેહું ? ઇચ્છં કહી મુહપત્તિ પડિલેહવી. પછી ખમા૦ દઇ ઇચ્છા૦ પોસહ પારૂં ? યથાશક્તિ ખમા૦ દઇ ઇચ્છા૦ પોસહ પાર્યો, તહત્તિ કહી, નવકાર ગણી ચરવળા ઉપર જમણો હાથ સ્થાપીને સાગરચંદો કહે તે આ પ્રમાણે:—

### सागरचंदो

सागरचंदो कामो, चंदवडिंसो सुदंसणो धन्नो ॥
जेसिं पोसहपडिमा, अखंडिआ जीविअंते वि ॥१॥
धन्ना सलाहणिज्जा, सुलसा आणंदकामदेवा य ॥
जास पसंसइ भयवं, दढव्वयत्तं महावीरो ॥२॥

---

* સવારમાં પૌષધ પારનારાને ચઉક્કસાયથી જયવીયરાય સુધી પાઠ કહેવાની જરૂર નથી.

પોસહ વિધિએ લીધો, વિધિએ પાર્યો, વિધિ કરતાં જે કાંઇ અવિધિ હુઓ હોય તે સવિ હું મનવચન કાયાએ કરી મિચ્છામિ દુક્કડં.

પછી ખમા૦ દઈ ઇચ્છા૦ મુહપત્તિ પડિલેહું ? ઇચ્છં કહી મુહપત્તિ પડિલેહવી. ખમા૦ દઈ ઇચ્છા૦ સામાયિક પારૂં ? યથાશક્તિ કહી, ખમા૦ દઈ ઇચ્છા૦ સામાયિક પાર્યું તહત્તિ કહી ચરવળા ઉપર જમણો હાથ સ્થાપી નવકાર ગણીને સામાઈઅવયજુત્તો કહે. પછી વિધિ કરતાં જે કાંઈ અવિધિહુઓ હોય તે સવિ હું મન વચન કાયાએ કરી મિચ્છામિ દુક્કડં.

---

## માથે કામળી નાખવાનો કાળ.

અષાડ સુદી ૧૫ થી કાર્તિક સુદી ૧૪ સુધી સાંઝે છ ઘડી દિવસ રહે ત્યાંથી સવારે છ ઘડી દિવસ ચડે ત્યાં સુધી. કાર્તિક સુદી ૧૫ થી ફાગણુ સુદી ૧૪ સુધી સંધ્યાએ ચાર ઘડી દિવસ બાકી રહે ત્યાંથી સવારે ચાર ઘડી દિવસ ચડે ત્યાં સુધી. ફાગણુ સુદી ૧૫ થી અશાડ સુદી ૧૪ સુધી બે ઘડી દિવસ બાકી રહે ત્યાંથી સવારના બે ઘડી દિવસ ચડે ત્યાં સુધી.

---

## અચિત્તપાણીનો કાળ.

અશાડ સુદી ૧૫ થી કાર્તિક સુદ ૧૪ સુધી ચુલાથી ઉતર્યા પછી ત્રણુ પહોરનો. કાર્તિક સુદી ૧૫ થી ફાગણુ સુદ ૧૪ સુધી ચાર પહોરનો. ફાગણુ સુદી ૧૫ થી અશાડ સુદ ૧૪ સુધી પાંચ પહોરનો.

આ પ્રમાણેના કાળ પછી અચિત્તપાણી પાછું સચિત્ત ભાવને પામે છે. તેથી પોસહમાં યાચી લીધેલું, પાણી કાળ ઉપરાંત રહેવા ન દેવું. કાળપૂર્ણ થવાના વખત અગાઉ

અચિત્તપાણીની અંદર કળીચુનો નાંખવો. જેથી ૨૪ પહોર સુધી અચિત્ત રહે. પણ જો ચુનો નાંખવો ભુલી જાય અને કાળ વ્યતિત થાય તો આલોયણ આવે. માટે ઉપયોગ રાખવો.

---

## મુહપત્તિના પચાશ બોલ.

સૂત્ર અર્થ તત્વ કરી સદ્દહું (દ્રષ્ટિ પડિલેહણા) ૧

સમકિત મોહની ૧, મિશ્ર મોહની ૨, મિથ્યાત્વ મોહની ૩, પરિહરૂં.

કામરાગ ૧, સ્નેહરાગ ૨, દ્રષ્ટિરાગ ૩, પરિહરૂં.

(આ ૭ બોલ મુહપત્તિ ઉભી હલાવતાં બોલવા.)

સુદેવ ૧, સુગુરૂ ૨, સુધર્મ ૩, આદરૂં.

કુદેવ ૧, કુગુરૂ ૨, કુધર્મ ૩, પરિહરૂં.

જ્ઞાન ૧, દર્શન ૨, ચારિત્ર ૩. આદરૂં.

જ્ઞાન વિરાધના ૧, દર્શન વિરાધના, ચારિત્ર વિરાધના ૩ પરિહરૂં.

મનગુપ્તિ ૧, વચનગુપ્તિ ૨, કાયગુપ્તિ ૩, આદરૂં.

મનદંડ ૧, વચનદંડ ૨, કાયદંડ ૩, પરિહરૂં.

(આ ૧૮ બોલ ડાબા હાથની હથેલીમાં કહેવા.)

અહીં સુધીના પચ્ચીશ બોલ મુહપત્તિ પડિલેહવાના છે.

---

## નીચેના પચ્ચીશ બોલ શરીર પડિલેહવાના છે.

હાસ્ય ૧, રતિ ૨, અરતિ ૩ પરિહરૂં. ( ડાબી ભુજા ફરતા )

ભય ૧, શોક ૨, દુગંચ્છા ૩ પરિહરૂં. (જમણી ભુજા ફરતા )

કૃષ્ણલેશ્યા ૧, નીલલેશ્યા ૨, કાપોતલેશ્યા ૩ પરિહરૂં. (મસ્તકે)

રસગારવ ૧, ઋદ્ધિગારવ ૨, શાતાગારવ ૩ પરિહરૂં. ( મુખે. )
માયાશલ્ય ૧, નિયાણુશલ્ય ૨, મિથ્યાત્વશલ્ય ૩, પરિહરૂં. (હૃદયે)
ક્રોધ ૧, માન ૨, પરિહરૂં. (ડાબી ભુજા પાછળ)
માયા ૧, લોભ ૨ પરિહરૂં. (જમણી ભુજા (પાછળ)
પૃથ્વી કાય ૧, અપકાય ૨, તેઉકાય ૩. ની રક્ષા કરૂં. (ડાબે પગે)
વાઉકાય ૧, વનસ્પતિકાય ૨, ત્રસકાય ૩,ની જયણા કરૂં (જમણે પગે)

પચાસ બોલ કેવી રીતે કહેવા તેની વિશેષ સમજણ સુજ્ઞ મનુષ્યો પાસેથી મેળવવી.

---

## જિન મંદિરે દર્શન કરવા જવાનો વિધિ.

પોસહ લીધા પછી જિન મંદિરે દર્શન કરવા જરૂર જવું જોઇએ, ન જાય તો આલોયણ આવે. તેથી ડાબે ખભે કટાસણું નાખી, ઉત્તરાસણ કરી, ચરવળો ડાબી કાખમાં અને મુહપત્તિ જમણા હાથમાં રાખી, ઈર્યા સમિતિ શોધતાં મુખ્ય જિન મંદિરે જવું. ત્યાં ત્રણ વાર નિસ્સહી કહીને દહેરાસરના આદ્ય દ્વારમાં પ્રવેશ કરવો. પ્રથમ મૂળનાયક જીની સન્મુખ જઇ દૂરથી પ્રણામ કરીને ત્રણ પ્રદક્ષિણા દેવી. પછી બીજીવાર નિસ્સહી કહી રંગમંડપમાં પ્રવેશ કરી દર્શન સ્તુતિ કરીને નિસ્સહી કહી ખમા૦ દઇ ઈરિયાવહી પડિક્કમવા. પછી ત્રણ ખમાસમણ દઇ ચૈત્યવંદન કરવું. પાછા જિન મંદિરમાંથી નીકળતાં ત્રણવાર આવસ્સહી કહી ઉપાશ્રયે આવવું. ત્યાં ત્રણ વાર નિસ્સહી કહીને પ્રવેશ કરવો. અને સો ડગલાં ઉપરાંત ગયા હોય તો ઈરિયાવહી પડિક્કમવા તથા ગમણાગમણે આલોવવા.

---

## સામાયિકના બત્રીશ દોષ.

### ( મનના )

૧ કોઈ સમજ્યા વિના સામાયિક કરે.
૨ સામાયિક કરીને યશકીર્તિની વાંચ્છા રાખે.
૩ સામાયિકના પસાયથી ધનની વાંચ્છા કરે.
૪ સામાયિક કર્યાનો ગર્વ કરે.
૫ લોક નિંદાના ભયથી સામાયિક કરે.
૬ સામાયિક કરીને ધન વિગેરે પામવાનું નિયાણું કરે.
૭ સામાયિકના ફળનો સંદેહ કરે,
૮ કષાયયુક્ત ચિત્તે સામાયિક કરે.
૯ ગુરૂનો તથા સ્થાપનાચાર્યનો વિનય ન કરે.
૧૦ ભક્તિ ભાવપૂર્વક સામાયિક ન કરે.

### વચનના

૧ સામાયિકમાં કુવચન બોલે.
૨ ઉપયોગ વિના અવિચાર્યું બોલે.
૩ કોઈની ઉપર ખોટું આળ મુકે.
૪ સામાયિકમાં શાસ્ત્રની અપેક્ષા વિના સ્વચ્છંદે બોલે.
૫ સૂત્રપાઠના વચનો સંક્ષેપ કરીને બોલે.
૬ સામાયિકમાં કોઇ સાથે કજીઓ કરે.
૭ રાજકથાદિક ચાર વિકથા કરે.
૮ સામાયિકમાં કોઈની મશ્કરી કરે.
૯ સૂત્રપાઠનો ઉચ્ચાર અશુધ્ધ કરે.
૧૦ ઉતાવળો સૂત્રપાઠનો ઉચ્ચાર કરે.

### કાયાના.

૧ સામાયિકમાં પગ ઉપર પગ ચઢાવીને બેસે. ઉંચે આસને બેસે.
૨ આસન વારંવાર ફેરવે. ચપળતા રાખે.
૩ મૃગની પેઠે ચારે દિશામાં ચળવિચળ દ્રષ્ટિ ફેરવે.

૪ સામાયિકમાં કાયા વડે કંઈ પાપવાળા કાર્યની સંજ્ઞા કરે.

૫ થાંભલા વિગેરેને ઓઠીંગણ દઈને બેસે.

૬ સામાયિકમાં વિના કારણ હાથપગ સંકોચે ને પસારે.

૭ સામાયિકમાં આળસ મરડે, કમ્મર વાંકી ચુકી કર્યા કરે.

૮ આંગળી પ્રમુખના ટાચકા ફોડે.

૯ ખસ વિગેરે વલુરે, ખરજ ખણે.

૧૦ સામાયિકમાં હાથનો ટેકો દઈને બેસે, ગળે હાથ દઈને બેસે.

૧૧ બેઠા બેઠાં નિદ્રા લે, ઝોકાં ખાય.

૧૨ ટાઢ પ્રમુખના કારણથી આખું શરીર ઢાંકીને બેસે.

૧૦ મનના. ૧૦ વચનના, ૧૨ કાયાના મળીને આ ૩૨ દોષ સામાયિકમાં તેમજ પોસહમાં ટાળવાનો ઉદ્યમ કરવો.

---

## કાઉસ્સગ્ગના ૧૯ દોષ.

૧ ઘોડાની પેઠે એક પગ ઉંચો રાખે, વાંકો પગ રાખે તે ઘોટક દોષ.

૨ જેમ પવનથી વેલડીહાલે તેમ શરીરને ધુણાવે તે લતા દોષ.

૩ થાંભલા પ્રમુખને ઓઠીંગણ દઇને બેસે તે સ્તંભાદિ દોષ.

૪ ઉપર મેડી અથવા માળ હોય તેને મસ્તક ટેકાવી રાખે તે માલ દોષ.

૫ ગાડાની ઉધિની પેઠે અંગુઠા તથા પાની મેળવીને પગ રાખે તે ઉધિ દોષ.

૬ નિગડમાં પગ નાંખ્યાની પેરે પગ પહોળા રાખે તે निगड દોષ.

૭ નગ્ન ભિલડીની પેરે ગુહ્યસ્થાન કે હાથ રાખે તે शबरि દોષ.

૮ ઘોડાના ચોકડાની પેરે હાથ રજોહરણયુક્ત આગળ રાખે તે खलिण દોષ.

૯ નવપરણીત વહુની પેરે માથું નીચું રાખે તે वधु દોષ.

૧૦ નાભિની ઉપર અને ઢીંચણથી નીચે લાંબુ વસ્ત્ર રાખે તે लंबोत्तर દોષ.

૧૧ ડાંસ મસાના ભયથી અજ્ઞાનથી અથવા લજ્જાથી હૃદયને આચ્છાદાન કરી સ્ત્રીની પેરે ઢાંકી રાખે તે स्तन દોષ.

૧૨ શીતાદિકના ભયથી સાધ્વીની જેમ બંને સ્કંધ ઢાંકી રાખે એટલે સમગ્ર શરીર આચ્છાદિત રાખે તે संयति દોષ.

૧૩ આલાવો ગણવાને અર્થે અથવા કાર્યોત્સર્ગની સંખ્યા ગણવાને અંગુલી તથા પાંપણના ચાળા કરે તે भमुहंगुली દોષ.

૧૪ કાગડાની પેરે ડોળા ફેરવે તે वायस દોષ.

૧૫ પહેરેલા વસ્ત્ર જુકા અથવા પ્રસ્વેદે કરી મલીન થવાના ભયથી કોઠની પેરે લુગડું ગોપવી રાખે તે कपित्थ દોષ.

૧૬ યક્ષાવેશિતની પેરે માથું ધુણાવે તે शिरःकंप દોષ.

૧૭ મુંગાની પેરે હું હું કરે તે मूक દોષ.

૧૮ આલાવો ગણતાં મદિરાની પેરે બડબડાટ કરે તે मदिरा દોષ.

૧૯ વાનરની પેરે આસપાસ જોયા કરે ઓષ્ટપુટ ચલાવે તે प्रेक्ष દોષ.

## તપ ચિંતવનનો કાઉસ્સગ્ગ.

શ્રી વર્ધમાન સ્વામીના કરેલા છ માસિક તપને હે ! જીવ તું કરી શકીશ ? આ પ્રશ્નનો ઉત્તર મનમાં ચિંતવે કે શક્તિ નથી. છ માસમાં એક દિવસ ઓછો કરી શકીશ ? મનમાં ચિંતવે કે શક્તિ નથી. બે દિવસ ઓછા કરી શકીશ ? શક્તિ નથી. એ પ્રમાણે ૨૯ ઉપવાસ સુધી ચિંતવે. પછી મનમાં ચિંતવે કે પાંચ મહીના કરી શકીશ ? શક્તિ નથી. એ પ્રમાણે ચાર મહીના કરી શકીશ ? શક્તિ નથી. ત્રણ માસ કરી શકીશ શક્તિ નથી, બે માસ કરી શકીશ ? શકિત નથી. એમ યાવત્ એક માસ કરી શકીશ ? શકિત નથી. એક માસમાં એક ઉપવાસ ઓછો કરી શકીશ ? એમ ૨૩ ઉપવાસ સુધી ચિંતવે પછી ચોત્રીસ ભકત. બત્રીસ ભકત, ત્રીશ ભકત, કરી શકીશ ? એમ બબ્બે ભકત ઓછા કરી યાવત્ ચોથ ભકત સુધી ચિંતવે. પછી આયંબિલ, નીવી, એકાસણું, બીયાસણું અવઢ્ઢ, પુરિમુઢ્ઢ. સાઢપોરિસી, પોરિસી, નવકારશી પર્યંત ચિંતવે. તમાં જ્યાંસુધી કરવાની શકિત હોય અથવા તો જે તપ કરેલ હોય ત્યાંસુધી આવે ત્યારથી એમ વિચારે કે શકિત છે પણ પરિણામ નથી. પછી ત્યાંથી ઘટતાં ઘટતાં જે પચ્ચખ્ખાણ કરવું હોય ત્યાંસુધી આવતાં અટકે અને વિચારે કે શકિત પણ છે અને પરિણામ પણ છે. આ પ્રમાણે વિચાર કરી મનમાં નિશ્ચય ધારણ કરીને કાયોત્સર્ગ પારે. આ કાયોત્સર્ગમાં કરવાનું તપ ચિંતવન જેને ન આવડતું હોય તેઓ સોલ નવકારનો કાઉસ્સગ્ગ કરે એમ પ્રવર્તન છે. પણ મુખ્ય વૃત્તિએ તપ ચિંતવનજ કરવાનું છે. માટે અવશ્ય તપચિંતન કરતાં શીખી લેવું.

સમાપ્ત.